# કાળો ચોર

જુગાર જારી જાણવાં, ખલક ખૂવારી મૂળ,
પણ પ્યારી સાથે જો રમો, તો થઇ ખૂમારી ખુબ.

વાત ખરી છે, અનુભવીજનો પણ એજ વાત કહી ગયા છે કે જુગાર અને જારી જગતમાં ખુવારી કરાવનારાં છે, પરંતુ જો પોતાની પ્રિયતમા સાથે તે ખેલવામાં આવે તો ખૂવારીને બદલે હૃદયને ખુમારીમાં મુકે છે, ને તેથી હરેક ચતુરને સડનાર વિનોદનો સમય આવીજ રીતે અંત:પુરમાં વિતાવે છે.

વસંતના તે દીવસો હતા. અવંતિનો જવાન નગરશેઠ કસ્તુરચંદ પોતાની પ્રિયતમા શશીકલાની સાથ ચોપાટ ખેલી રહ્યો હતો, પણ શશીકલાની ચાલાકી આગળ તે ચતુર નર હાર્યો ને જીતેલી સુંદરી ખુશાલીની તાળી પાડી બોલી ઉઠી, "તમે

હાર્યા, કેમકે જુગારના દાવ ખેલવામાં જે એક ખાસ લક્ષણ જોઇએ તે તમારામાં નથી, હવેથી આપ મિત્રોમાં બત્રીસલક્ષણા તરીકે ઓળખાવાને બદલે એકત્રીશલક્ષણા તરીકે ઓળખાવજો."

તે સર્વ વાતે પોતાની ચતુરને-પ્રવિણ પ્રિયતમાના પ્રેમમય કટાક્ષથી ઉભરાતા શબ્દોને મૃદુહાસ્યથી વધાવી લેતાં કહ્યું "પરંતુ કહેને ખરી, કયું લક્ષણ-કઇ કળા મારામાં અપૂર્ણ છે."

તે મોતીના દાણા જેવા દાંતની પંક્તિ ચમકાવતી બોલી "તે કંઇ મારાથી કહેવાય? પતિને પત્નિથી શીખામણ અપાય?

તેજ વખતે દરવાજામાંથી ખડખડ હસ્યાનો અવાજ થયો ને "ના ન કહેવાય-ભાભી તમારાથી ન કહેવાય" કહેતો એક તરૂણ લહેરી લાલાજી ડોલતો અંદર આવ્યો. ઓહો, કમળાકર ભાઇ તમે ક્યાંથી !—" હાશ [illegible] જરા [illegible] જઇ સવાલ કર્યો, ને હા તે મહાપ્રધાનનો પુત્ર

પદ્મનાભ ઉર્ફે કમળાકર, શેઠ કસ્તુરચંદનો અંગત લંગોટીયો મિત્ર હતો સ્વભાવે રમુજી હતો, હજુ સુધી કુંવારો હતો,ને તેને ભવિષ્યમાં પણ કુંવરી જીંદગી ગાળવાના કોડ હતા, ને તેથી તેની રમુજ તેનું હાસ્ય જીંદગીભર ટકી રહે એવો સંભવ હતો, કેમકે પુરૂષનું હાસ્ય ને રમુજ તોફાનને મસ્તી ત્યાંજ સુધી રહે છે કે—

વળગે શીશનોરી નહિ, વળગે નહિ વ્યવહાર,
ત્યાંસુધી સહુ પૂરૂષની, જુઓ જગતમાં બહાર;
ચિંતા આવે ચોગણી, ચતુર આવે ઘેર,
વનિતાને ચંહારતાં, વાંહાની જાય લહેર.

પરંતુ સદભાગ્યે હજુ કમળાકરભાઇને એવી કોઇ શીશનોરી વળગી નહિ હોવાથી તે બંદો વધુ લહેરી હતો, છતાં ચતુર હતો, તે શેઠાણી શશીકળાનું કહેવું સમજી ગયો, ને અંદર આવતાં બોલ્યો "ભાભી ચતુરનરને પણ પોતાના અવગુણ અને પારખી અકલ નથી સમજાતાં, અમારાં

કસ્તુરચંદભાઇ સર્વ કળા સુજાણ હોવા છતાં એક કળા તેમનામાં કંઇ નથી તે તેઓ નથી સમજી શકતા કહો તો હું કહું."

શશીકળા ને કસ્તુરનાં દીનકરને જોઇ ખીલેલાં કમળો જેવાં હાસ્યથી ઉભરાતાં મુખ કમળાકર તરફ ફર્યાં, કસ્તુરે કહ્યું "કહે જોઉં કંઇ કળા–કયું લક્ષણ મારામાં અપૂર્ણ છે."

કમળાકરે હસી તેના કાનપર પડી કહ્યું.... અને કસ્તુરચંદ હસી પડયો, ને બોલ્યો "ખરેખર એ કળા મારામાં નથી,–શશીકલા કમળાકરના હોઠ હલવા પરથીજ સમજી ગઇ કે તેને જે કહેવું હતું તેજ કમળાકરે કહ્યું હતું, ને તેથી તે પણ હસી."

"સે ચાલ હવે રાજા આપણી રાહ જુવે છે વનવિહાર કરવા જવું છે તે" કમળાકરે વાતનો વિષય બદલતા કહ્યું, ને કસ્તુરચંદ તૈયાર થઇ

પ્રિયતમાની રજા લઇ તેની સાથે દરબારગઢમાં આવવા નીકળ્યો.

અવંતિનો જવાન રાજા કસ્તુરચંદ ને કમળાકરનો અંગત મિત્ર હતો, તે મિત્રોની ત્રિપુટીમાં "જીવ એક દેહ જુજવા" જેવું અપૂર્વ હેત હતું, ને તે શુશોભીત બગીચામાં વસંતના ખીલેલા પુષ્પોની ખુશબો માણી રહેલો રાજા–અવંતિનાથ અત્યારે તે પ્યારા મિત્રોની રાહ જોઇ રહ્યો હતો, પરંતુ કમળાકર અને કસ્તુરચંદનો રાજા સંગીત શાળામાં હશે એમ સમજી સંગીતશાળા તરફ ગયા, ત્યાં રાજાને નહિ જોતાં કસ્તુરચંદને ત્યાં ઉભો રાખી કમળાકર બગીચામાં રાજાને શોધવા નીકળ્યો, કસ્તુરચંદ ત્યાં ખુશનુમા વિચારમાં ઉભો હતો, ત્યાં તેની નજર રાજમહેલની એક ગુપ્ત બારી તરફ પડી, ને તે ચમક્યો, ગુપ્ત દ્વાર માંથી એક દાસી કેટલાંક કીમતી દાગીનાથી ખરડાયેલો ખભો લઇ છૂપાતી બહાર નીકળી હતી,

કસ્તુરચંદને શક ગયો, ને તે ઉતાવળો પેલી રૂમ બારી તરફ ગયો. ને-કપડાં લઇ જતી દાસીને પકડી પૂછ્યું "કોનાં કપડાં ક્યાં લઇ જાય છે?"

તે સુણી, જેમ રાજાને જોઇ પાપી હૃદયનું ગભરામણ થાય, તેમ કસ્તુરચંદને જોઇ તે દાસીની ગભરામણ વધી, તુરતજ તે ચકાતી-ચકાતી બોલી "આ—આ કપડા પટરાણી કમળ નયનાનાં છે......તે......મું......ધોવા......" ચતુર કસ્તુરચંદ આશ્ચર્યમાં પડી ગયો, તેણે તુરત પટરાણીની તે દાસીને જવા દીધી પરંતુ પોતે વિચારમાં પડી ગયો, તે મન સાથે બબડ્યો "શું પટરાણીના કપડાં ને આ ત્વરામાં?"......તે આ સંબંધી વિચાર કરે એ પહેલા કમળાકરની બૂમ આવી, "રાજા અહિં છે, કસ્તુરચંદ આમ આવ" કસ્તુરચંદ તુરતજ તે તરફ ગયો, રાજાએ આજે તેને 'એકશ્રીલાભશાળી કર્યા' જેવી આવકાર આપ્યો.

ને તે સહજજ ગયો કે કમળાકરે તેની પ્રિયાના ઓંસ રાજન કરી દીધા છે તેણે હસતાં હસતાં કમળાકરનો કાન પકડયો 'લુચ્ચા કહી દીધું કે?'

તે આનંદ વીનોદ, મીત્રોના ઠઠ્ઠામશ્કરી કંઇક ઘણુ વખત ચાલને પણ ત્યા રથવાહકે આવી ખબર આપ્યા કે 'વનવીહાર માટે રથ તૈયાર છે' તુરત રાજા મીત્રાને રથમાં બેસવાનું કહી પોતે પોતાની પ્રીયતમા-પટરાણી કમલનયનાની રજા લેવા ગયો, તે પીયુની જપમાળ જપતી યુવતી કમલનયનાને પ્રીય પતીને આલીંગન આપી વનવીહારની રજા આપતાં કહ્યું 'આપ ભલે જાઓ, પરંતુ રાત્રીના વહેલા વળજો આપના દર્શન વગર હું રાત્રીનું ભોજન નહી લઉં.

રાજાં પ્રીયતમાની પતી ભકતીનું ચુંબનથી સ્વાગત કરનો સાંજના વહેલા પાછા, વળી આવ પાની કુશળાત આપને ...ા પટરાણી તેને જતો જોવા ...રૂપ ...ારી ચુંબને આલીંગનમાં છુટી ગયેલ

ચોટલો ઝરૂખે આવી તે બાંધવા લાગી, બાંધતાં બાંધતાં તેનો અંગમરોડ ને અંબોડા નજરો ઉપર ઝરૂખા નીચે રથમાં બેઠેલા કસ્તુરચંદની નજર પડી, તે ચતુર શેઠિયે, રાજાનાં અંતઃપુરમાં જતા આવતા કમળાકરને પુછ્યું આ સ્ત્રી કોણ ! તેણે કહ્યું એ તો રાજાની નવી પટરાણી કમલનયના.

કસ્તુરચંદ વીચારમાં પડી ગયો ને બોલ્યો, 'અક્ષણ કંઈ સારાં નથી લાગતાં' કમળાકર બોલ્યો 'તે કેમ જાણ્યું શેઠ.' શેઠીઓ બોલ્યો એ તો શાસ્ત્ર જાણનાર કોઈપણ જાણી શકે, જેને કોઈ શાસ્ત્રમાં કહ્યું છે કે—

ઝરૂખે જઈ અંબોડો છોડે,
આંખ લડાવી આખું [illegible]:
ચતુર નર સમજે તે સાર,
નીશ્ચય તે વ્યભીચારી નાર.

એમ કહી તે પેલાં કાદવથી ખરડાયલાં કમળાંની [illegible] કુંડે નાખ્યો હશે, એટલામાં રાજા આવી

જવાથી તે મીત્રોએ વાત બંધ પાડી, રથ આવ્યો, સુંદર ઉપવનનો રસ્તે.

વસંતે ઉપવનને યૌવન આપ્યું હતું આંબે આંબે કામદેવનાં સંગીત ગાતી કોકીલાઓ ટહુકતી હતી, પુષ્પે પુષ્પે ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા ને પુષ્પોની સુગંધી લઇ ફરતો પવન મીત્રોનાં મગજ સુગંધથી તર કરી દેતો હતો આવો સુખાનુભવ લેતા તેઓ એક સુરમ્ય નદીના તટ પર આવલી કુંજમાં આવી પહોંચ્યા, અગાઉથીજ ત્યાં ભોજન વીગેરેની સામગ્રીઓ તૈયાર રાખવામાં આવી હતી, ત્રણે મીત્રોએત્યાં ઉતરી, સ્નાન ભોજન ને રમત ગમતનો આરંભ કર્યો, ખરે અર એકાંતમાં ખુશાલી અને મીત્રોની ચોટ પણ બે પળવાર કરતાં વધુ ટકતી નથી, અહીં પણ તેમજ થયુ મીત્રો અરસ્પરસ એક બીજાનાં હ્રદય ખોલી મોટાઇના આડ બરને દુર કરી વીરાય આનંદ ક્રીડા કરવા લાગ્યા, આમ કરતાં સાયંકાળ થયો ને કમળકર

. . . 'ઓને આકાશ તરફ નજર કરો, તેજ હીન થનો સૂર્ય જાણે ધનહીન થયેલા નીસ્તેજ પુરૂષ : વેશ્યાને આંગણેથી જાકારો મળનો હોય તેમ આકાશરૂપી વેશ્યા તને હાંકી કાઢતી જણાય છે.

બન્ને મીત્રોએ કમળાકરના કાવ્યમય વાકયને વધાવી લીધું, વેશ્યાને યારની વાત પરથી રાજાને પોતાની પ્રેમ નમ યાદ આવી તેણે તુરતજ કહ્યું ચાલો ચાલો હવે ઘર તરફ મારી પ્રીયતમા મારા શીવાય ઝુરતી હશે.

કમળાકર હસી બોલ્યો, 'તમે તો બહુ અધીરા થા કરતુ ચંદ્ર કઇ પોતાની શેઠાણી માટે ઉતાવળો આતુર નથી થતો.'

રાજાએ કહ્યું હસીને 'એની શેઠાણીને મારી પટરાણીમાં ફેરક છે, એ નાકી જાય ઘેર તો પણ શેઠાણી તો પેટ ભરીને જમી બેસશે ત્યારે મારી પટરાણી મારા દર્શન વગર ભુખી મરશે.'

રાજાની આ સ્વપ્નીલાની મશ્કરીના શબ્દોએ કસ્તુરનું હૈયું લોહી ઉકાળ્યું, છતાં તે ધીરજથી માર્મીક શબ્દમાં બોલ્યો "મહારાજ એ તો દરેક કંઈ શકાય નહીં, તમો ધારો છો, એથી ક્યાંક ઉલટું પણ હોય. એ તો ક્યાંક કીચડમાં કમળ ઉગે, ને સુંદર સરોવરો શેવાળવાળાં હોય છે.'

એટલે એટલે તું શું એમ કહેવા માગે છે કે, તારી શેઠાણી સતી છે અને મારી પટરાણી પતીત છે? 'રાજા જરા ટટ્ટાર થઈ બોલ્યો, હાસ્ય વીનોદની વાત જરા ગંભીર સ્વરૂપ પકડતી જણાઈ કસ્તુરચંદે જરાપણ ન ઉશ્કેરાતાં ડહાપણથી જવાબ આપ્યો 'મહારાજ એતો બાંધી મુઠી સવાલાખની બોલવામાં સાર નહીં.'

'નહીં તારે તે સ્પષ્ટ કરવુંજ પડશે' તે રાજા રાજહંસની વલણ લેતાં બોલ્યા, કમળાકરે આ વાત વીસરાવા બીજી વાતો વચ્ચે નાંખવા માંડી પણ મશ્કરા કર્યો પરંતુ—

રાજા બાળક નારીને થોડા હઠ મશહૂર,
મરતાં પણ મુકે નહી લીધી વાત લગીર;

અને રાજાને સ્પષ્ટ ખુલાસો કરવાની હઠ પકડીજ બેઠેલો જોઇ કસ્તુરચંદે કહ્યું 'મહારાજ મારા મુખે સ્પષ્ટ કરાવા કરતા આપજ એક રાત્રી અંતઃપુરમાંથી ગેરહાજર રહી રાત્રે એકાએક જઇ સ્પષ્ટ કરી લેજો' એમ કહી તે ઉઠયો, રાજા વીચારમાં પડી ગયો, તે આજેજ એ પ્રયોગ કરવાના નીશ્ચય પર આવ્યો ને કહ્યું 'ઠીક છે હું આજેજ તેમ કરૂં છું કમળાકર તું જા. ને આમારી જમી વાળી મુદ્રીકા પટરાણીને આપી ખબર આપ કે આજ રાતના રાજા શીકાર મુકામજ રહેનાર છે તેમ જણીનાં દર્શન કરી જમી લ્યે.'

તુરતજ કમળાકરે તે વીંટી લીધી ને કસ્તુરચંદ સાથે નગરનો રસ્તો પકડયો, જયારે રાજા મનમાં થયેલી શંકાથી બ્હીવધ બનેલો વીચાર

ગૃહમાં જઇ બેઠો, ને તે વાતને ઢાંકવા જાણે રાત્રી અંધકાર રૂપી પછેડો પૃથ્વીપર નાંખતી હોય, એમ ચોતરફ રાત્રીનો અંધકાર છવાઇ ગયો.

પરંતુ કસ્તુરચંદના શયનગૃહમાં રાત્રીના અંધકારને આવવાનો અવકાશ નહી મળ્યો હતો, સૂર્યના જેવી પ્રકાશીત રોશની અંતઃપુરમાં ઝળગી રહી હતી ને સતી શેઠાણી શશીકલા પ્રીયતમની રાહ જોઈ રહેલી એક સામુદ્રીક શાસ્ત્રનાં પાનાં ફેરવતી હતી જેમાં ! એક પુરેપુરાં બત્રીશ લક્ષણાં નરનારીને જે સંતાન થાય તે ચક્રવર્તી થાય ને જે દેશમાં તેઓ વસતા હોય ત્યાં પાણીની અછત કે દુષ્કાળ ન નડે એવી જાતનું વર્ણન હતું. શશીકળા તે વાંચવામાં તલ્લીન હતી એટલામાં પાછળથી પ્રીયતમ દાખલ થયો, તેણે સ્નેહથી પ્યારીની આંખો દાબી ચુંબી લીધી ને તે હસતી હસતી પતીના ખોળામાં પડતાં બોલી આ વાંચો.

કસ્તુરચંદ તે વાંચી પ્રીયતમાની આંખમાં

ચમકનો ભાવ સમજી ગયો, કે તેણી પણ તેવાજ બાળકની માતા થવાની ભાવના કરતી લાગે છે ને તેથી બોલ્યો "વારૂ ભારે હું પણ એક અપૂર્ણ રહેલું લક્ષણ--કળા--મેળવી લઈ બત્રીશ લક્ષણો બની તારી મનોકામના પુરી કરીશ' એમ કહી પ્રેમથી હૃદયમાં ચાંપી દીધી, તે પ્રગલભા-શરમાઇ ગઇ, લજવાઇ ગઈ, ત્યાં દાસીએ આવી ખબર આપ્યા કે 'ચરપારકરની પેઢી પરથી એક સાંઢણી સવાર કંઇ અગત્યનો સંદેશો લઇ આવ્યો છે'

શેઠે તુરતજ પ્રિયતમાને દુર કરી સાંઢણી સ્વારને અંદર બોલાવ્યો, ને તેણે નમી એક રૂક્કો તેના હાથમાં આપ્યો જેમાં પેઢીના મુનીમે જણાવ્યું હતું કે 'માળવાથી આવેલો માલ થર પારકરના રાજાએ વધુ દાણ લેવા માટે અટકાવ્યો છે ને તેનો નિર્ણય આપના સીવાય થઇ શકે એમ નથી, માટે આપ તુરત આવો.'

શેઠે કાગળ વાંચી વિચારી સ્વારને કહ્યું

'રાત્રીના વિસામો લે આપણે સહવારે વહેલા અહિંથી નીકળી જઈશું" તે તુરતજ નમી ગયો, કે શેઠની વાત સાંભળી ચિંતાતુર બનેલી સતી શેઠાણી પાસે આવી બોલી 'નાથ શું છ માસની લાંબી મુસાફરી આપ કાલે સહવારથી આરંભશો ?'

તેણે કહ્યું "હા, કેમકે લક્ષ્મીને અર્થ પ્રાપ્તિને ચાહનાર મનુષ્યે, આળસ, ભય નિંદ્રા ને દીર્ઘ-સુત્રતા ત્યાગવાજ જોઈએ, માટે મારે પણ કાલેજ જવું જોઈએ.' એમ કહી તેણે પ્રિયતમાને સંતોષવા હૃદય આલીંગન દીધું, અહો અહો ખરેખર, સતિ સ્ત્રીને પતિ વિયોગ સમાન બીજું કાંઈ દુઃખ નથી, હૃદય આલીંગનથી પણ તે ત્વરહની ચિંતાએ વ્યાકુળ થયેલું ચંદ્રમુખ ફરી નહીંજ ચમક્યું.

આવો એ સતિની વ્યાકુળતાનું સમાધાન કરતા કરતુરને મૂકી આપણે જરા રાજાની તપાસ લઈએ, તેણે પટરાણીને શહેરમાં કહેવરાવી પછી શું કર્યું, તે જાણવા જેવું છે, રાત્રિના પહેલો

પહોર પસાર થતાં તે મિત્ર કમળાકર સાથે છુપા લેબાસમાં રાજમહેલમાં દાખલ થયો, એક વૃક્ષની પાછળ છુપાયા, પરંતૂ તેઓને વધુવાર ખોટી થવું પડયું નહિ કેમકે થોડીજ વારમાં પેલું ગુપ્ત દ્વાર ઉઘડયું, ને સોળે શણગાર સજેલી પટ રાણી દાસીના હાથમાં ભોજનનો થાળ લેવરાવી દાસી સાથ બહાર નીકળી, ને રાજાની આંજ આંખ ફાટી રહી, આતે સ્વપ્ન કે સાચુ ? પોતાના દર્શન વગર પાણી નહિ પીનાર પતિવ્રતા (?) પટ રાણી પોતાની ગેરહાજરીમાં ક્યાં જાય રહી છે? તે જાણવા પહેલાંનો તેને હવે હવે આમ પરખરી, તેણે તલવાર પર હાથ મુકયો, ને કમળાકરે બાદ કાપી કહયું 'સંપુર્ણ જાણ્યા શીવાય કંઇ પણ સાહસ ન કરતા—ને જાણો તો પણ કંઇ કર્યુ ન કરતા.

કમળાકરની શીખામણ રાજાએ અટકાવ્યો, તે તે બન્ને પટરાણીની પાછળ પાછળ છુપાતા

આસ્યા તે ગામના કોટની એક છુપી બારી વટાવી ગામ બહાર આવી–વચમાં નદી આવતી હતી, તે ઓળંગી, નદી ફીનારાનો કિચડ ખુંદતી તે નદીને સામે પારના સ્મશાનમાં ગઇ, કે જ્યાં એક અઘોરનાથ નામનો ખાકી બાવો ઝુંપડી કરી પડયો હતો દાસીને ઝુપડી બહાર ઉભી રાખી તે અંદર ગઇ, ને કમળાકરથી બોલાઇ જવાયું ખરે ખર વિશ્વાસુ નૈવ કર્તવ્યઃ સ્ત્રિષુ રાજ્યકુલેષુ ચ—અર્થાત સ્ત્રિ તેમજ રાજકુળનો વિશ્વાસ કરવો નહિ એ શાસ્ત્ર વાક્ય અહિ સાચુ પડે છે.

પરંતુ તેના એ બબડાટને સાંભળવા અત્યારે ઉશ્કેરાયેલા રાજાને કાન નહી હતા, તે તો પેલી દાસીને પકડી રાખવા કમળાકરને કહી ઝુંપડીની અંદર ધસ્યો, જઇને જોયું તો અફસોસ રાજ ક્ષયાની માથુનારી બાવાની ભજુનની ક્ષયાચ્ચા કીમતી વસ્ત્રો રગદોળતી તે પાંખડી ને મસ્ત

બાવાના હાથમાં--બાથમાં--આલીંગનમાં સપડા-ચેલી હતી.

ક્રોધાતુર રાજાએ એકજ તલવારને ઝટકે તે પાપીણીને સામે થયેલા તેના યાર--પાખંડી સાધુને પરલોક પહોંચાડયાં, કમળાકર આ હત્યા અટકાવવા ત્યાં દોડી આવ્યો પરંતુ તે આવે એ પહેલા રાજાએ પોતાના ક્રોધને પરીણીત કર્યો હતો ને ક્ષીપ્રાનાં ગંભીર પાણીનો ખલખલ આવાજ, તે વહી ગયેલાં યૌવનને કમોતે કરમાયેલા કુલને માટે રડતાં હોય, કે પછી આર્યાવર્તની આ રત્નની આવી અધોગતી જોઇ રડતાં હોય--તેમ તે અંધારી રાત્રીમાં વધુ ખળખળતાં અવાજ કરી રહ્યા હતાં, શીવાય, રાજા, રાજાની તલવાર ને બે હત્યા જોઇ હેબતાઇ ગયેલો કમળાકર, સર્વ ચુપ હતા × ×

પાપને ખુલ્લાં કરનાર પોહ ફાટયું આકાશે ઉષા પ્રગટી રાતભર વીયોગમાં, ઝુરેલા ચકવા ચકવી દોડી એક થયાં, ત્યારે કસ્તુરચંદ વીદેશી

જ્યા ઐીયતમાથી છુટો પડતો હતો, તેણે જતાં જતાં કહ્યું 'પ્રીયતમા, તુ સતી છે અને તારીમાં પુર્ણ વીશ્વાસ છે છતાં મુનીવરના પણ મન ચળાવનાર કામદેવ વધુ બળવાન છે તે અટક્યો વધું બોલી શક્યો નહી

ચતુર રમણી સમજી ગઇ તે બોલી 'નાથ નચિંત રહો બળવાન કામથી પણ મારૂં અંતર ધ્રુવ બળવાન છે.'

'હું કબુલ કરૂં છું પરંતુ ૠતુ, ખોરાકને સંગ તથી તે નિર્બળ થતું જણાય તો તો તું કોઇ ગુણવાન પુરૂષથી પ્રસંગ પાડજે કે જે તારૂ શિયળને મારી આબરૂ અવશ્ય સાચવશે'

પતિની આ વાતે સન્નની આંખમાં આંસુ આવ્યાં તે બોલી 'નાથ હું પ્રતિજ્ઞા કરૂં છું કે આપ આવો ત્યાંસુધી ૠતુ અનુસાર ખોરાક શયા અંજન ને અન્યની સંગત છુ સર્વ તજી હું આપ નચીંત થઇ પધારો.'

શેઠ સંતોષ પામી પ્રેમથી પ્રિયાને આલીંગન કરી ઉગતા સુર્યને નમસ્કાર કરી સાંઢણીપર સ્વાર થયા, ને થરપારકરને રસ્તે પડયા થોડી વારે રાજા તરફથી કમળાકર કસ્તુરચંદને બોલાવા આવ્યો, પણ શેઠાણીના હુકમથી દાસીએ તેને બહારો બહારથી જવાબ દઇ પાછો કાઢ્યો કે– 'શેઠ એકાએક કામ આવવાથી બહારગામ ગયા છે, તમે તે આવે ત્યારે આવજો'

કમળાકરને કંઇક ખાટું લાગ્યું સાથે થોડી અજાયબી થઇ, શેઠાણીએ પતીની ગેરહાજરીમાં તેની મુલાકાત લેવા કાં ના પાડી. તેનું રહસ્ય તે કુંવારો કમળાકર સમજી શક્યો નહિ, તે મનમાં ગુંચવાતો રાજદરબાર તરફ પાછો ફર્યો, પણ એટલામાં રસ્તામાં તેણે અવંતીના લોભીને અલ્લ ઠગ શેઠીઆ ફેંકળચાને એક બ્રાહ્મણ ઉપર જુલમ કરતો જોયો ને તે જોઈ કમળાકર તુરત તેની મદદે દોડી ગયાં.

શેઠની અવકૃપાનો ભોગ થયેલો તે એક સદાનંદ નામનો ગરીબ શુદ્ધ બ્રાહ્મણ હતો, શેઠ તેના ઉપર ચક્રવાદ્ધ વ્યાજ સાથનું લેણું માગતા હતા, તે આપી ન શકવાથી શેઠ તેને પોતાના ગુમાસ્તા પાસે પકડાવી રાજા પાસે દંડવા લઇ જતા હતા, તે ગરીબ શુદ્ધ બ્રાહ્મણને પકડાતો જોઇ તેની સુંદર બહેન પુત્રી કુમારી મેનાની આંખમાંથી દડ દડ આંસુ સરી રહ્યાં હતાં, છતાં તે લોભીને ટકા કર્મ—ટકા ધર્મ માનનારા દીકળશાને જરા પણ દયા આવતી નહીં હતી ખરે કહ્યું છે કે—

પથ્થરને પોગાળ્યું બન્યું લોભીનું દીલ,
પીગળાવ્યું પીગળે નહીં, વજ્ર સમ મુશકીલ,

દીકળશાનું દીલ તો તે કરતા પણ બહુ કઠોર હતું, છતે બ્રાહ્મણના કલાવાલા કે તેની પુત્રી મેનાના અશ્રુપાતન પીગળાવી શક્યાં, પરંતુ એજ વખતે આવી પહોંચેલા કમળાકરે તેને અટકાવી

કહ્યું 'શેઠ, લેણું વસુલ કરવા શું આવો ઝુલમ આદરી બેઠા છો?'

શેઠ કમળાકરને રાજાના બીજને જોઇ જરા બીમો પડ્યો ને બોલ્યો. 'શું કહું બાપા. આ બ્રાહ્મણ વાયદા કરે છે, પણ નાણાં કાઢતો નથી'

બ્રાહ્મણે વગર માંગ્યે મદદે આવી પહોંચેલા કમળાકરને પગે લાગી કહ્યું 'ભાઇ મને એક માસનો વાયદો અપાવો છું તે દરમ્યાન કંઇ સગવડ ઉતારી આપીશ.'

શેઠની ઇચ્છા તો એક પળ પણ વધુ બોલવાની ન હતી, પરંતુ શું કરે, કંઇ કમળાકરનું માન તો રાખવું જોઇએના, ને તેથી કમળાકરના કહેવાથીજ તે બોલી વાણીએ બ્રાહ્મણને આપેલો વાયદો નખરાતે મને કબુલ કર્યો, ને તે ગયો; કમળાકર પર બ્રાહ્મણ આજ તેની જુવાન કન્યાને [illegible] આપી ગયો, એવો તે ઉપકારી તરફ અનન્ય ભાવથી જોઇ રહી, કહો ને કે રહ્યો,—

ઉપકારને બદલે દઈ ઉર માનતી આભાર તે,
કંઈ નેહ નજરે નીરખતી સંભારીને ઉપકાર તે.

'પરંતુ આપણા કુંવારા કનૈયા કમળાકરને હજુ તેવી નેહ નજરોનો પરિચય નહિ હોવાથી તે તો આસકની પેઠે નીચું મસ્તક કરી સીધો રાજદરબારમાં પહોંચી ગયો, રાજા કચવાતો, કસ્તુરચંદને કેમ મોઢું દેખાડાશે,' એ વિચાર કરતો બેઠો હતો, ત્યાં કમળાકરે આવી ખબર આપ્યા કે 'કસ્તુરચંદ બહારગામ ગયા છે ઓચીંતુ કામ આવવાથી ને ઘેર રોકાણી એકલાં છે,'

રાજાના મોઢા પર હર્ષ પથરાયો શું 'ઘેર એકલાં છે?' ત્યારે તો ઠીક પડશે, તેની કસોટી કરી કસ્તુરચંદની મુછનું પાણી ઉતારવામાં મજાહ પડશે, નહિ તો તે મને આવી વાત વાતમાં મેણુ મારશે.' તે એ વીચારી, પોતાની પટરાણીના કુંખથી અવતરેલો રાજા હૈયથી બોલ્યો.

કમળાકર રાજાના ભયંકર વીચાર જાણી

કંપી ઉઠયો ને બોલ્યો 'મહારાજ આ શું બોલો છો? મીત્રના ઘર પર આવી કુદ્રષ્ટી, ખરેખર રાજા મિત્ર નહિ, એ કહેવત તમે ખરી પાડશો?

રાજાએ હસી કમળાકરનો હાથ પકડી બેસાડતાં કહ્યું બળાત્કાર નહી કરું, પરંતુ તે બોલાવશે તોજ જઇશ.'

'તેમ કદી બને નહી શેઠાણી સતી છે સતી કદી એવો વીચાર કરે નહી ને નેવનાં પાણી મોભે ચડે નહી' કમળાકરે પવીત્ર હીમતના વેગથી આવેશ્ભરી રંગીમાં પહેલ વહેલાજ ગંભીર થઇ કહ્યું.

રાજા કપટનુ હસ્યો જોઇશું આજવાણી તોય રાત, સતી તોય કામીની જાત એમ કહી તે કમળાકરથી છુટા પડયા છતાં તે ઇર્ષાવશ થયેલા રાજાના અંતરમાં ઘોળાતી નીચવાત તેના હ્રદયથી છુટી ન પડી, તે કસ્તુરચંદ આવી શેઠાણીને પટરાણીનો મુકામ કરી પોતાને મેળું મારે એ પહેલાં કસ્તુરની પતીવ્રતા આને પતીત કરવા

થઈતો હતો, ને તેણે જ્યારે જોયુ કે કોઈ દુતીની પણ શેઠાણી મુલાકાત લેતી નથી. ત્યારે તે કપટી રાજાએ નવુ કપટ કર્યું, ને પોતાના રાજવૈદ પાસે કામગર્ભક મદનરસ રસાયણી પ્રયોગથી તૈયાર કરાવ્યો કે જેનુ પાન કરતા બાર કલાકમાં મનુષ્ય કામથી બ્હીવળ થાય, સારા સારનો વીવેક ભુલી જાય.

આ મદનરસ તૈયાર થતાં–તેણે કમળાકરને બોલાવી કહ્યું કે આ પવીત્ર ગંગાજળ છે ને તે શ્રેષ્ટીકુમાર જતાં રસ્તામાં આવતાં ગંગાજીથી કસ્તુરચંદે એક આ તરફ આવતા સોદાગર સાથે તેની પત્નીને આપવા મોકલ્યુ છે માટે જા આપી આવ.

રાજાની કપટ બુધ્ધીથી અજ્ઞાત કમળાકર, કોરોર તે બનાવટી ગંગાજળ (મદનરસ) લઈ કસ્તુરચંદને ઘેર ગયો, ને દાસીદ્વારાં તે શેઠાણીને પહોંચાડ્યુ, શેઠાણીએ પતીની પ્રસાદી સમજી તે

જળની સ્વાદવાળુ કામવર્ધક રસાયન ગંગાજળ ગણી પીધું, અને અફસોસ તેના ભાગ્યચક્રને વાંકું કીધું.

જ્યારે રાજા આમ પોતાનાજ પુત્ર પુત્રી રૂપી પ્રજાને છળવા તેની ઉપર ક્રૂરદ્રષ્ટી કરે, ત્યારે કુદરત પણ કોપે છે, ને રાજ્યમાં નાના મોટા ઉત્પાત શરૂ થાય છે, રાજાની મલીન બુદ્ધી થઇ તે દીવસથી નગરમાં નાના મોટા ઉત્પાત થવા શરૂ થયા હતાં, ને એક કાળો ચોર નામના અતી ચતુર ચોરે ગામના શાહુકારોને લુંટવાની શરુઆત કરી દીધી હતી, ગઇ રાત્રેજ ફોફળશાનો પટારો લોહચુંબકની મદદથી ચોરે ફાડ્યો શેઠ જાગી ઉઠયા, બુમો પાડી કોટવાળ અને સીપાઇઓની મદદ આવ્યા, પણ ચોર ચાલાકીથી ધનની કોથળીઓ સાથે જે પડમાં શેઠની ગુણવાન યુવાન કન્યા કળાવતી ને તેની માથવા ભાભી લીલાવતી સુતાં હતાં, તેજ પડમાં આશરો લીધો, કળાવતી ને

કલાવંતી ગભરાટથી જાગી ઉઠયાં, પણ ચોરે કલાવંતીને કહ્યું ડરો નહી હું તમારા જોગી બાપને દાનધર્મ શીખવવા આવ્યો છું. લ્યો આમાંની એક સોનામહોરની કોથળી તમે રાખો દાન પુન્ય કરજો શેઠ તો તમને મરતાં સુધી નહી આવે, એમ કહી એક કોથળી કળાવંતીના હાથમાં મુકી તે બારી તરફ નાઠો, કે જ્યાં એક ભયંકર સાપ લટકતો હતો.

ચોરની ઉદારતાના વર્તને કળાવંતીને મુગ્ધ કરી હતી. તે સાંપ જોઈ ચીસ પાડી ઉઠી ઓ ઓ, ત્યાં સાપ છે.

કાળા કપડામાં સજ્જ થએલા [illegible] તે ચોરે હસી કહ્યું ગભરાશો નહી મારે બારીને દોરડું બાંધી કુદી પડવાની માથાકુટ મટી એમ કહી તે સાપનેજ દોરડાને ઠેકાણે ઉપયોગ કરી તે નીચે કુદી પડયો, ચોરની હીંમત પર કળાવતી [illegible] જાણનારી કળાવંતી મુગ્ધ થઈ, ત્યાં કોક

બાળ સીપાઈઓ ને ફુલ્ફળશા તે ખંડમાં ખસી આવ્યા પણ કોની માએ શેર સુંઠ ખાધી હોય કે તે બહાદુર ચોરની પાછળ જાય.

બીજે દીવસે સવારે ગામને ગોંદરે એક નોટીસ લાગી જેમાં જણાવ્યું હતું કે ખરેખરા પ્રમાણીક ને ગરીબ માણસોને કરજે રૂપીઆ જોઈતા હોય તો ભુતીયે વડલે સાંયકાળે કાળા ચોરને મળવું તે વગર વ્યાજે ને વગર જામીન ગીરીએ રૂપીઆ ધીરશે ખરેખરા ગરીબોએજ આવવું કપટથી આવનાર હાર થશે.

લીખીતંગ કાળો ચોર

શહેરમાં આ નોટીશે કોલાહલ મચાવ્યો પાણી ભરવા જતી સેના તે વાંચી બેડું પછાડતી કરજદાર બાપને ખબર કરવા રસ્તામાંજ ગંગાજળ આપી પાછા વળતા ઉચાળા સાથ ચાથડી પડી ખખડાવાઓએ

મનતક આવી બંધ હૃદયના બારણાં ખુલી ગયા.

કમળાકરને પણ તે કન્યાની ઓચીંતી અથડામણ-કોમળ સ્પર્શ-કંઇક ગમ્યાં તે ઉભો રહ્યો. હસ્યો, મેનાંની આંખમાંથી અમીનો વરસાદ વરસ્યો તે જાય તે પહેલાં મેનાએ પુછયું તમે પરણ્યા છો કે ?–ચાકર બોચી ખંજવાળી બોલ્યો મારા ભોગ લાગ્યા છે કે પરણું ને પરણું પણ કોની સાથે !

તે રંગીલાની રમુજમાં પણ મેનાંનું હૃદય તો પ્રેમને હર્ષથી ફાટું ફાટું થઇ ગયું, તેણે આસપાસ જોયું, શરમથી કમળાકરનો હાથ પકડયો મારી...સા...થે પણ તેજ વખત મહોલ્લામાં ભીક્ષા માંગવા નીકળેલો મેનાનો બાપ ત્યાં આવી પહોંચ્યો ને પ્રેમલીલા પડતી મુકાઇ, મેં બાપનો

હાથ પકડી કાળા ચોરે ચોડેલી નોટીશ વંચાવા તેડી ગઇ, કમળાકર પણ સાથે ગયો ને તે નોટીશ જે ઝાડ પર લાગી હતી તે ઝાડ આગળ આવી ઉભા રહેતાં એક કાળો આકાર તેના હાથમાં એક મોતીની માળા મૂકી દોડી ગયો. તેને દોડી જતો જોઇ કમળાકરે બુમ પાડી હા એજ કાળો ચોર લાગે છે, અજબ થવાની વાત હતી કે તેણે કમળાકરને પેલી મોતીની માળા ભેટ આપી હતી કમળા કરે કલ્પના કરી કે તેનાં અને મેનાનાં આંગળાના થતા પ્રેમ ઇસારા તે ચાલાક ચોરે જોયા હોય ને તેથી કદાચ ખુશ થઇ આ માળા મેનાં માટે ભેટ આપી હોય.

વાત પણ તેમજ હતી ચોરે ઝાડપા છળ છુપાઇ કમળાકરને મેનાનાં નોટીશ

વાંચતાં વાંચતાં રમતા આંગળાં જોઇ તે રસીક ચોરને મજાહે આવી હતી ને તેથી તે રાતની ચોરીમાં આવેલી એક કીમતી માળા ભેટ આપી તે નાસી ગયો, કમળાકરે હસી હ માળા મેનાંની ડોકમા પહેરાવી પોતે નોટીશ લઇ રાજાને દેખાડવા ઉપડી ગયો.

મેનાનાં હ્રુદયનો હર્ષ તો હ્રદયમાં શમાતો નહી હતો તેણે આ માળાને વરમાળ ગણી હ્રદય સાથ ચાંપી જાણે કમળાકરને આલીંગન દેતી હોય એવું સુખ અનુભવ્યુ પરંતુ તેજ વખતે બાપે કહ્યું બેટી લાવ એ માળા મને આપ તે વેચીને અનાજ લઇ આવું ઘરમાં કંઇ નથી.

મેના વીચારમા પડી ભુખમરાનો ભાસ ને પ્રીયતમે ભેટ આપેલી માળાની મોહીની

વચ્ચે તે ઓઠા ખાવા લાગી, આખર પ્રેમ ફાવ્યો, તે બોલી "ના બાપા તે ભેટની વસ્તુ મરતાં સુધી ન વેચાય, પણ અરેરે, તે બીચારી કોમળ બાળાને ક્યાંથી ખબર કે તે માળા હમણાંજ નરપીશાચ લહેણી વાત ફોફળશા ખુંચવી જશે? ને તેમજ થયું, ધન ચોરાઇ ઓછું થવાથી તે વધુ ક્રુર બનેલો શેઠીઓ ફોફળશા બ્રાહ્મણ પાસે ઉઘરાણીએ આવ્યો ને મેનાની ડોકમાં માળા જોતાં લેણા પેટે તેણે તે ખુંચવી લીધી, મેનાની આંખો ચોધાર આંસુથી ટપકી રહી, પણ તેજ વખતે એક ચીઠી આવી પડી, જેમાં ફોફળશાને કાળા ચોરે તાકીદ કરી હતી કે "ખબરદાર એ માળા મેનાને પાછી આપ નહી તો રાતના હું લુંટી જઇશ.

તે લોભી દીવાલની ઓથે છુપાઇ કાળા આકારે ફેંકેલી આ ચીઠ્ઠી વાંચીનેજ ગભરાઇ ગયો, છતાં તેના લોભે તેને ઉદાર બનવા ન દીધો અટલામાં ત્યાં થઇ કોટવાલ નીકળ્યો તેને પેલી ચીઠ્ઠી શેઠે વંચાવી ને કોટવાલ હીમ્મતથી બોલ્યો "ચીંતા નહી હાર મારી પાસે લાવો જોઉં છું એ રાતના કેમ લઇ જાય છે" એમ કહી હાર તેણે પોતાના સ્વાધીનમાં લીધો, પણ એજ વખતે બીજી ચીઠ્ઠી આવી કે 'હુશીયાર તારાથી રખાય તેટલી તકેદારી રાખજે રાતના હું એ હાર ઉઠાવી જઇશ.

લીખીતંગ કાળો ચોર.

કોટવાળ કંપી ગયો, પણ તે છતાં હીમ્મત રાખી તે ચીઠ્ઠી ફેંકનાર આકાર

પાછળ દોડયો, પણ તે ચાલાક ચોર હવામાં મળી ગયો,

તેજ સાંજના જુતીયે વડલે મેનાનો ગરીબ બાપ ને બીજી શાહુકારના કરજથી રીબાતા ગરીબો કાળા ચોરનું કરજ કાઢવા એકત્ર થયા. કાળા ચોરે ચોકસ વાયદે સર્વને વગર જામીનગીરીએ રકમો ધીરીને મેનાનાં બાપને બ્રાહ્મણ ગણી બક્ષીસ આપી, એટલામાં ગરીબોનાં વેષમાં કાળા ચોરને પકડવા રાજાના માણસો ત્યાં આવી પહોંચ્યા, કાળા ચોરે તેઓના પગલા પરથીજ તેઓનું કપટ પકડી પાડયું ને પોતાના સાથીતોને ઇશારો કરતાં તેઓએ તે સર્વ રાજસેવકોને પકડી લીધા.

કાળો ચોર તેઓને ભયંકર શીક્ષા કરે

એ પહેલાં મૈનાં ત્યાં દોડતી આવી ને તે રાજસેવકોની ટોળીમાં સપડાયેલા કમળાકરને છોડવા કાળા ચોરને પગે પડી, કાળો ચોર પણ કમળાકરને જોઇ હસી બોલ્યો મહારાજ લાડુ ખાવાનું છોડી આ લડાઇ પર આવવાનું ક્યાંથી સુઝયું એમ કહી તેને છુટો કરી બાકીનાને સઘળાને ડુંગર ઉપર લઇ અંગુઠા પકડાવાની સજા સહન કરવા મોકલી આપ્યા પછી તે મૈના તરફ જોઇ બોલ્યો બોલ બેન કાંઇ કહેવું છે ?

તે છોકરી શરમથી બોલી હા હું એમને ચાહું છું પણ તે મારી કેટલીએક આજીજી છતાં લગ્ન કરવા ના કહે છે.

કાળા ચોરે હસી કમળાકર તરફ જોઈ કહ્યું કેમ બ્રાહ્મણભાઇ, આ પવીત્ર પ્રેમી

કન્યાની યાચનાનો અસ્વીકાર કરી શાસ્ત્રની આજ્ઞા ઉલંઘવી છે.

કમળાકર તો ચોરનું આવું વીરતા ભર્યું ભાષણ સાંભળી ચકીત થઇ ગયો હતો છતાં બોલ્યો ના મારે નથી પરણવું ?

કાચોરે તુરત હસતા હસતા કમરમાંથી છરો ખેંચી કાઢયો ને કહ્યું શું કહ્યું ? તે બ્રાહ્મણશાઇતો છરો જોતાની સાથ આંખ મીંચી બોલ્યો ના—ના નહી પરણું ? પરંતુ તેજ વખતે કાળા ચોરે તેનો હાથ લઈ મેનાનો હસ્ત મેળાપ કરી દીધો ને પોતાની ગુફાનો રસ્તો લીધો એકાંત થતાં મેનાએ કમળાકરને ચુંબન લીધું ત્યારેજ તેને ખબર પડી કે પરણવાની મજાહ કેવી છે.

ચાલો એ એકાંતમાં રસના છુટતા

મારા બાપેબીજવાટમંજ કહી દીધું કે "બત્રીશ લક્ષણો છે કાળો ચોર કોઇ વાણી આનો દીકરો તો નહી મળે,

મેં પણ વેગમાં ને વેગમાં કહી દીધું કે તો હું કાળા ચોરને પરણીશ, પરંતુ મૂર્ખ સાથ પરણી જીવન બરબાદ નહી કરીશ" બસ એ બોલાઇ ગયેલું વચન સીદ્ધ કરવા આપને વરવા આવી છું. માટે મારો સ્વીકાર કરો.

કાળો ચોર તો આ ચતુર કન્યાનું સાહસ જોઇ વીચારમાં પડી ગયો ને કહ્યુ 'પરંતુ હું ચોર છું તું ઉત્તમ કુળની કન્યા કંઇક વીચાર તો કર.'

કળાવંતી બોલી 'હા પણ ઉદારતા ને બહાદુરીને ગરીબો તરફની દયામાં શાભ કર્ણ કરતાં ચઢીઆતા છો,'

'તોપણ ભલે હું રંગે કાળો છું, કદરૂપો છું' ચોરે વધતી કસોટી કરી.

કળાવંતી બોલી–કૃષ્ણ પણ કાળા હતા છતાં ગોરી ગોપીકાએ તેને ચાહ્યા હતા, મેઘ પણ કાળો છે છતાં રૂપાળી વીજળી તેને જોઇ રીઝી નાચે છે, હું પણ આપને એમજ ચાહું છું ગુણને પુજનાર પાસે રૂપકુરૂપની દલીલ નકામી છે માટે સ્વીકાર કરો.

કળાવતીના આટલા આગ્રહ છતાં પણ આ ચોરે કહ્યુ 'હું તેમ કરી શકું તેમ નથી એમ કહી ચાલવા માંડયું કે તુરત કળાવંતીએ નીશ્વાસ મુકી નજીકના કુવા તરફ જીવનનો અંત આણવા ચાલવા માંડયું, ચોરે તે જોયું ને આવીને એકદમ તેને પકડી લીધી ધીરજ આપી પોતાની ગુફામાં લઇ ગયો ને

કહ્યું 'કાલનો દીવસ જવાદે પછી હું તને વટનો નીર્ણય;આપીશ' એમ કહી તે કોટવાળના કબજામાંથી પેલો હાર ઉઠાવી લાવવા કળાવંતીને ગુફામાંજ રાખી ઉપડી ગયો.

કોટવાળે ચોકીની વચ્ચે ખાટલો ઢાળી તે ઉપર છીંકું બાંધી તેમાં જળથી ભરેલી થાળીમાં એ હાર મૂક્યો હતો કે જેથી કાળો ચોર એ લેવા આવતા થાળી છલકાય પાણી પડતાં પોતે જાગૃત થઇ તેને પકડી લઇ શકે, કાળો જ્યારે ચોકીના છાપરા પર ચડી નળીયું ખસેડી તે જોયું ને થાળીનું પાણી દોકાની નળી વડે ચુસી લઇ હાર ઉઠાવી નાઠો પરંતુ એક પહેરેગીરનું ધ્યાન પડતાં તેણે બુમ પાડી પહેરીગરો પાછળ પડ્યા, કાળો ચોર એક જગ્યાએ આવી છુપાઇ

ગયો પહેરીગરો ત્યાંથી પસાર થઇ ગયા પછી તે જવાની તૈયારી કરતો હતો એટલામાં એક દાસીને છાનું ચાલી જતી જોઇ ને તેની હીલચાલને ચાલ પરથી આ ચતુર ચોરે સમજી લીધું કે મધરાત્રે કોઇ યારની શોધમાં જતી હોય એમ લાગે છે.

કાગા શેઠે તેને અટકાવી કહ્યું કેમ તું કોઇ યારને શોધે છે કે તે ચાલાક દાસી આ ચોરની ચતુરાઇથી અજબ થઇ બોલી તું ખરેખર કોઇ ચતુર લાગે છે હું મારી બાઇ માટે તું ધારે છે તેમ કોઇ ચતુર યાર શોધું છું તું આવીશ?

ચોર કંઇ ઉંડા વિચારમાં પડયો ને બોલ્યો હા આજ હું આવું છું—તે તેની સાથે ગયો દાસી તુરત કસ્તુરચંદની હવે-

લીમાં દાખલ થઇ ચતુર ચોરને અંદર લીધો.

નીચે ઊપરની મેડી પર જોયું તો ખુદ કસ્તુરચંદની સતી સ્ત્રી શશીકળાજ કામાતુર થઇ ચારનો સંગ કરવાની ઇચ્છાથી શણગાર સજી ઉભી હતી અને ખરેખર રાજાની કપટ બુદ્ધિથી મદનરસ પીતાં સતીની આ હાલત થઇ હતી છતાં આવી મનોદશામાં એ તેને પતીનાં વચનો યાદ આવ્યાં હતાં કે કોઇ ચતુરનો સંગ કરજે ને તેથી દાસીને કોઈ ચતુર નરને લઇ આવવા કહ્યું.

દુષ્ટ રાજા છુપા વેશમાં તે રાત્રે તે ઘરની નજદીક ભટકટો હતો, તેની દાસી બોલાવી લાવી કસ્તુરચંદની સ્ત્રી એક પાણીનો અધુરો ઘડો મોકલી સમસ્યામાં તેની પરીક્ષા કરી, તો રાજા ગમાર માલુમ

પડવાથી તેને ધક્કા મારી બહાર કાઢી બીજાને લાવવાનું કહેતાં દાસી ઉપર મુજબ કાળા ચોરને લઇ આવી હતી, બહાર છુપા યેલા રાજાએ ચોરને અંદર જતાં જોયા. ને તુરત તે બહાર નીકળતાં પકડી લેવાની ને શેઠાણી સાથના તેના સમાગમની વાત લોકો સમક્ષ જાહેર કરાવી તેણે કર્તુંરચં કનું પાણી ઉતારવાની ગોઠવણ કરી.

જ્યારે આ બાજુ અંદર ગયેલા ગુણ-વાન ચોરે શેઠાણીની સાસુશ્રુષા પુરી કરી પોતાની ચતુરાઇની ખાત્રી આપતાં મદન શરથી વ્યાકુળ થયેલી શેઠાણી ચોરનો સમા ગમ કરવા તૈયાર થઇ, પરંતુ પવીત્ર ચોરે તેની પરાધીનતા આસપાસના સંજોગથી સમજી જઇ સમાગમ પહેલા તેને કંઇ જ ગ

ન્હાવા કહ્યું—ઠંડા જળનો સ્પર્શ થતાં મદન રસનો નીશો દુર થયો, ને શેઠાણીને પોતાનું શીયળ બચાવા બદલ ચોરને પગે પડી, ચોરે તેણીને આ વાત કોઇને નહીં કહેવાનું વચન આપી, રૂખસદ લીધી. પરંતું અફસોસ બહાર આવતાંજ રાજાનાં માણસોએ તેને પકડી લીધો અને સવારમાં તેને સુળી પાસે ઉભો કીધો,

રાજાએ કહ્યું સવ ટોળે મળેલા લોકોની સમક્ષ 'આ બહાદુર ચોર ગઇ રાત તે ક્યાં વીતાવી ? એ જો સર્વ સાંભળે તેમ જાહેર કર, તો હું તને જીવતો છોડું?—ચોરે કહ્યું 'ઓ રાજા હું તે મરતાં સુધી નહીં કહીશ' રાજાએ તુરત તેને શુળીયે ચડવા આજ્ઞા કરી, એજ વખતે ગુફામાં રહેલી કન્યાએ

તીને ખબર પડતાં તે ગુણ પુંજ ને મનથી ચોરને વરી ચુકેલી સુંદરી દોડતી આવી ને ચોરની સાથે પોતે પણ મરવા તૈયાર થઇ.

ત્યાં ઉભી રહીને જોતી શશીકળાની દાસીએ આ કરૂણાજનક દેખાવ જોયો ને દોડી જઇ પોતાની શેઠાણીને વાત કરી કે બાઇ તમારી ઇજ્જત રાખવા ચોર ને તેની યુવાન ધણીયાણી મરે છે.

શશીકળાને પોતાની જાત માટે ધીક્કાર આવ્યો તે સતીએ તુરત કંઇ નીશ્ચય કર્યો ઝેર પાયેલી અંગુઠી પોતાની સાથે લીધી ને ચોરને શુળીએ ચઢાવે એ પહેલાં આવી શુળીના મેદાનમાં ઉભા રહી ને રાજા અને લોકો સાંભળે તેમ રાતવાળો બનાવ કહી દેખાડી પોતાની પવીત્રતાની ખાત્રી આપી

ઝેરની અંગુઠી ચુસી ત્યાંજ મુડદું થઈ પડી.

એજ વખતે ચોર–કાળોચોર ચીસ પાડી દોડયો–તેણે તે મરતી સતીને પોતાના ખોળામાં ઝીલી લીધી, ને કહ્યું 'અરે સતી સતી તું જરા મારા તરફ જો હું કોણ છુ? પણ અફસોસ તે ચોર પોતાની ઓળખ આપે એ પહેલાં તો સતીનો પ્રાણ પરલોકે પહોંચી ગયો, રાજાના કપટથી થયેલા માનસીક પાપનું પ્રાયશ્ચીત કરવા ઉપડી ગયો.

થયું સતીની હત્યાથી દૂખીયા તળા-વના જળ સુકાયા, લોકો પાણી વગર તર ફડવા લાગ્યા. જોશીએ કહ્યું 'બત્રીશ લક્ષણા દંપતીનો ભો ન્ચડે તો વરૂણદેવ પાણી આપે

તુરત બત્રીશ લક્ષણા કાળા ચોરે ને તેની પ્રીયતમા કળાવંતીએ આ બીડું

ઝડપથી લોકોને સુખી કરવા લગ્નના બાંધેલા મીંઢાળ સાથ તળાવમાં પ્રવેશ કર્યો, તળાવમાં પાણી છુટયા ધીમે ધીમે પાણી તે ગુણવાન દંપતી ઉપર ફરી વળ્યાં,

આવો જુઓ તે ચોર કોણ હતો, ને આવા દૈવીસોગ ને અંતે તે મૃત્યુને જીત્યો કે કેમ ? તે પડદાપર



